જ (કામ) કરીશ. અને તમે તે નહિં કરોતો તમે જુઠું કેહેશો ; અને ત્યારપછી કોણ તમારો વિશ્વાશ કરશે તથા કોણ તમારૂં માનશે ?

જ્યારે તમે (કાંઇ) ખોટું કીધું હોય ત્યારે તેને માટે તમને શિક્ષા થશે એવી જો તમુને બિહિક હોય તોપણ તે નામુકર જતા ના. તમે જે કાંઇ કીધું હોય તે સારૂજો તમે દલગીર થાઓ; અને તેવું ફરીથી નહિં કરવાને કોશેશ કરો તો કદાચજ લોકો તમારી ઉપર ગુસ્સે થશે અથવા તમુને સજા કરશે. તેઓ તમુને સાચું બોલવા માટે ચાહશે; જ્યારથી તેઓને માલમ પડશે કે તમે વાંક છુપાવવાને અને પોતાને સજામાંથી બચાવવાને પણ જુઠું બોલતા નથી ત્યારથી જે તમે કહોછો તે હંમેશાં માનવું, એવું વિચારશે.

જ્યારે તમુને કંઈ સવાલ પુછવામાં આવે ત્યારે સચ્ચાઇનોજ માત્ર વીચાર રાખીને તેનો હિંમતથી અને ખુલાસાથી જવાબ આપજો. હરકોઇ છોકરાને જ્યારે સવાળ પુછવામાં આવે ત્યારે તે સાફ જવાબ નહીં આપેતો તેવા છોકરાનો હમો વિશ્વાશ કરીશું નહીં અથવા ચાહશું નહીં.

## Lesson XXIII. (પાઠ ૨૩ મો).

| | | |
|---|---|---|
| Forests, n. | ફૉરેસ્ટ્સ | જંગલો [ખંડ |
| India, n. | ઇન્ડિઆ | હિંદુસ્તાન, ભરત- |
| contain, v.t. | કન્ટેન | અંદર હોયછે |
| Timber, a. | ટિમ્બર | ઘર બાંધવાનાં લા- |
| trees, n. | ત્રીઝ | ઝાડો, વૃક્ષો [કડાના |
| Teak, n. | ટીક | શાગનુંલાકડું, શાગ |
| most useful, a. | મોસ્ટ યૂસ્ફુલ | શર્વથી ઉપયોગી |
| Sal, n. | શાલ | શાગ |
| lofty, a. | લૉફ્ટિ | ઊંચું, મ્હોટું |
| valuable, a. | વૅલ્યુએબ્લ | કિંમતી |
| Sandle, n. | સૅન્ડલ | સુખડ, ચંદન |
| Ebony, n. | એબનિ | અબનુસનું લાકડું |
| precious, a. | પ્રેશસ | કિમતી [મજાનુ |
| beautiful, a. | બ્યુટિફુલ | સુંદર, શોભિતું, |
| woods, n. | ઉડસ | લાકડાં |
| abundance, n. | અબન્ડન્સ | જથ્થો |
| Banian-tree, n. | બન્યન ત્રી | વડનું ઝાડ |
| cotton, a. | કૉટન | રૂનું |
| Sissoo, a. | સિસુ | સીસમનું લાકડું |
| blackwood. | બ્લેકઉડ | " " |

| | | |
|---|---|---|
| mangoes, n. | મૅન્ગોઝ | આંબાઓ |
| Tamarinds, n. | ટ્રૅમરિન્ડઝ | આમલિઓ |
| both, a. | બોથ | બન્ને, બેઉ |
| ornamental, n. | ઑર્નામૅન્ટલ | શોભિતાં, સુંદર |
| are scattered. | આર સ્કૅટર્ડ | પંથરાએલાંછે |
| cultivted, a. | કલ્ટિવેટેડ | ખેડાયલું સુધરેલું |
| Babul, n. | બાબુલ | બાવળ |
| gum, a. | ગમ | ગુંદરનું |
| Arabic, a. | ઍરેબિક | આરબી |
| sweet-scented, | સ્વીટસૅન્ટેડ | મિઠા વાસનું |
| yellow, a. | યલો | પિળું |
| grows, v. i. | ગ્રોઝ | ઉગેછે |
| in profusion | ઇનપ્રોફ્યુઝન | જથ્થાબંધ, પુષ્કળ |
| plains, n. | પ્લેન્ઝ | મેદાનો, રાણો |
| Accasia, n. | ઍકેશિઆ | સાવળનું ઝાડ-ગું- |
| various, a. | વેરિઅસ | ભાતભાતનાં [દર |
| flowering, a | ફ્લાવરિંગ | ફુલવાળાં |
| abound, v. i | અબાઉન્ડ | પુષ્કળ, જથ્થાબંધ |
| Mulberri s, | મલ્બરિઝ | સેતુરોનાં ઝાડો |
| are planted | આર પ્લૅન્ટેડ | રોપવામાં આવેછે |
| in numbers. | ઇન નમ્બર્ઝ | સંખ્યાબંધ |

| | | |
|---|---|---|
| means, n. | મીન્ઝ | મૂળ, કારણો |
| furnishing, | ફર્નીશિંગ | પુરૂં પાડવાના |
| supply, n. | સપ્લાઇ | જથ્થો |
| Silk, n. | સિલ્ક | રેશમ, હિર |
| Cocoa, n. | કોકો | નારિએળી |
| Palmyra, n. | પામિરા | તાડ |
| Palms, n. | પામ્ઝ | ખજુરનાં ઝાડો |
| comiuon, a. | કોમન | સાધારણ |

હિંદુસ્તાનનાં જંગલોમાં ઘણાં ઇમારતી લાકડાંનાં ઝાડો છે, જેમાં સાગ (એ) સર્વથી ઉપયોગીછે. સાલ (એ) ઊંચું અને કીમતી ઇમારતી લાકડાંનું ઝાડછે. સુખડ, અબનુસ અને બિજાં કિમતી અને શોભિતાં લાકડાંઓ વારંવાર મોટા જથાબંધ મળી આવેછે. વડનાં ઝાડ, આંબાઓ, આંમલીઓ, અને બિજાંઓ, જેઓ શોભાયમાન અને ઉપયોગી એ બેઉ છે, તે આ ખેડાણ દેશ ઉપર ફેલાવ પામ્યાંછે. બાવળ અથવા આરબી ગુંદરનું ઝાડ, તેના મીઠી ખુશબોદાર પીળાં ફુળો સહિત, જંગલો અને મેદાનો બેઉમાં પુષ્કળ ઉગેછે. એ જાતના બાવળિયા, અને નાના પ્રકારના બિજાં ફૂલનાં ઝાડો પુષ્કળ ઉગેછે.

સેંતુરના ઝાડો હિંદુસ્તાનમાં મોટી સંખ્યાબંધ રોપવામાં આવેછે, અને તેઓ રેશમના મોટા જથ્થો પુરો પાડવાનાં સાધનોછે. નાળીએરી, તાડ અને બિજાં તાડની જાતીનાં ઝાડ તો સાધારણછે.

---

## Lesson XXIV. (પાઠ ૨૪ મો)

### Palms I.—The Cocoanut tree.

### તાડની જાતીનાં ઝાડ ૧. નાળિએરી.

| | | |
|---|---|---|
| Cocoanut, n | કોકોનટ | નારિએળ |
| Cocoapalm, n. | કોકોપામ | નારિએળી |
| yields, v. t. | ઇલ્ડઝ | આપેછે; દેછે |
| nut, n. | નટ | ફુલ |
| filled, p. p. | ફિલ્ડ | ભરેલું |
| milky, a. | મિલ્કિ | દુધના જેવું |
| fluid, n. | ફ્લુઇડ | પ્રવાહી પદાર્થ |
| lined, p. p | લાઇન્ડ | અસ્તર કીધેલું |
| thick, a. | થિક | જાડું; ઘટ |
| coating, | કોટિંગ | પડ; ઢાંકણ |
| kernel, n. | કર્નલ | માવો; કોપરૂં |
| food, n. | ફૂડ | ખોરાક |

| | | |
|---|---|---|
| on account, of | ઑન અકા-ઉન્ટ ઑફ | વાસ્તે; લિધે |
| oil, n. | ઑઇલ | તેલ |
| is manufac-tured. | ઇઝ મૅન્યુ-ફૅક્ચર્ડ | બનાવવામાં આવેછે |
| to a vast extent | ટુ આ વાસ્ટ ઍક્સ્ટેન્ટ | બેહદ; ઘણુંજ; પુ-[ષ્કળ |
| shell, n. | શૅલ | કોટલું; છાલું |
| pipe-bowls, | પાઇપબૌલ્ઝ | હુકાની નલી |
| vessels, n. | વૅસલ્ઝ | વાસણો [કના |
| universal, a | યુનિવર્સલ | દુનિઆં - સર્વલો- |
| husk, n. | હસ્ક | છાલ; છોલતું |
| coir, n. | કૉયર [ટડ | કાથાનું દોરડું |
| is enveloped | ઇઝ એન્-વૅલ- | ઢંકાયલું છે |
| is composed | ઇઝ કમ્પોઝડ | બનેલું છે |
| fibers, n. | ફાઇબર્ઝ | શાકા; દોરા |
| form, v. t. | ફૉર્મ | બનાવેછે |
| cordage, n. | કૉર્ડેજ | દોરડું |
| valuable, a. | વૅલ્યુએબલ | કિંમતી |
| cable, n. | કેબલ | વાહાણનું દોરડું |
| capable, a. | કેપેબલ | લાયક; યોગ્ય |

| | | |
|---|---|---|
| of being employed. | ઑફ બીઇંગ એમ્પ્લોયડ | કામમા આવવામાં |
| carpenter's, | કાર્પેન્ટર્ઝ | શુથારી; શુથારનું |
| work, n. | ઉર્ક | કામ |
| peculiarly, ad. | પિકયુલિઅર્લી | ખાસરીતે; ખસુસ |
| is adapted, | ઇઝ્ઍડૅપ્ટેડ | લાયક કીધેલું છે |
| pipes, n. | પાઇપ્સ | નલીઓ |
| conveying, | કન્વેઇંગ | લઇજવાને |
| beams, n. | બીમ્ઝ | ભારોથિઆઓ |
| broad, a. | બ્રોડ | પોહોલા |
| light, a. | લાઇટ | હલકા |
| wooden, a. | ઉડન | લાકડાના બનાવેલા |
| bridges, n. | બ્રિડજિઝ | પૂલો |
| purposes, n | પર્પસિઝ | કામો |
| length, n. | લેન્ગ્થ | લંબાઈ |
| is required, | ઇઝ રિકવાયર્ડ | જરૂરછે; જોઇયેછે |
| strength, n. | સ્ટ્રેન્ગ્થ | મજબુતાઈ જોર |

દૂધ જેવા પ્રવાહી પદાર્થથી ભરેલું અને કોપરાંના જાડા થરથી અસ્તર થયલું (એવું) ફળ નાળિએરી આપેછે. (તેનું) ફળ, ખોરાક તથા તેથી જેમાં અતિશય તેલ બનાવવામાં આવેછે ત

પેકુને માટે ઉપયોગીછે. ડાયો એ કાચલાં, હુક્કા-
ની નળીઓ અને બિજાં વાસણો જેમાંનાં કેટ-
લાંક સર્વ ઠેકાણે કામમાં આવેછે, તેને સારૂ કા-
મમાં આવેછે. જાડું છાલું જેને કાથો કહેછે. અને
જેમાં તે ફળ વિટાયલું હોયછે, તે રેસા રેસા મ-
ળીને થયલુંછે. જે (રેસા) ના બિમતી દોરડાં
તથા વાહાણના ઊંચી જાતના દોરડાં બનેછે. ના-
ળિએરીનું લાકડું, જો કે સુથારનાં કામમાં આ-
વવાને લાયક નથી. તોપણ વળી પાણી લઇ જ-
વાની નળીઓ (પરનાળો), ઝાળા પણ હલકા
લાકડાંના પૂલોને સારૂ, ભારોઠીયાઓ, અને બિ-
જાં કામો જેમાં જોરનાં કરતાં લંબ્બાઇ વધારે
જોઇએછે, ત્યાંહાં ખ્પસુસ કરીને લાયકનુંછે.

---

## Lesson XXV. (પાઠ ૨૫ મો).

### Palms—2. તાડની જાતીના ઝાડ—૨.

| | | |
|---|---|---|
| Bamboo, n. | બામ્બુ | બાંબુ |
| hollow, a. | હૅાલો | પોકળ |
| strong, a. | સ્ટ્રોન્ગ | મજબુત |
| almost, ad. | ઑલ્મોસ્ટ | ઘણોખરો |
| generally, | જૅનરલિ | ઘણુંકરીને |

| | | |
|---|---|---|
| varieties, n. | વેરાયટિઝ | જાતો, પ્રકારો |
| size, n. | સાઇઝ | કદ |
| make fit, | મેક ફિટ | લાયક કરેછે |
| lance, n. | લૅન્સ | ભાલો, બરછી |
| Soldier, n. | સોલ્જર | સિપાહી, શિપાઈ |
| tent. n. | ટેન્ટ | તંબુ |
| mast, n. | માસ્ટ | ડોલ (વાહાણનું) |
| sustains, v.t | સસ્ટેન્ઝ | નિભાવેછે |
| ensign, n. | ઍન્સાઇન | નિશાન, વાવટો |
| chief, n. | ચીફ | સરદાર |
| ordinary, a. | ઑર્ડીનરી | સાધારણ |
| staff, n. | સ્ટાફ | લાકડી, સોટો |
| peasant, n. | પૅઝન્ટ | ખેડુત |
| rafter, n. | રૅફ્ટર | ભારોટીઓ, પેઢિયું |
| cottage, n. | કૉટેજ | ઝુંપડી |
| scaffolding. | સ્કૅફોલ્ડિંગ | પાલક. પરાંચ [છે |
| is composed | ઇઝ કમ્પોઝ્ડ | બનાવવામાં આવે |
| kept together, | કેપ્ટ ટુગેધર | (બાંધીને) સાથે |
| instead of, | ઇન્સ્ટેડ ઑફ | બદલે [ગખ્ખવું |
| nails, n. | નેઇલ્ઝ | ખિલા [ડેલો |
| split, p. p. | સ્પ્લિટ | ફાટેલું, ચીરો પ- |

| | | |
|---|---|---|
| flexible, a. | ફ્લેક્સિબ્લ | વલીશકેએવું, પો-ચું |
| fibre, n. | ફાઇબર | શાખા, રેશા [ચું |
| adapts, v. t. | ઍડૅપ્ટ્સ | લાયક કરેછે |
| baskets, n. | બાસ્કેટ્સ | ટોપલીઓ,ટોપલા |
| innumerable, a | ઇન્યુમરેબ્લ | સંખ્યાબંધ |
| purposes, n. | પર્પસિઝ | કામો, ઉપયોગો |
| across, ad. | ઍક્રૉઝ | આડું, આરપાર |
| joints, n. | જૉઇન્ટ્સ | સાંધા, ગાંઠા |
| bottle, n. | બૉટલ | બાટલી [શરાબ |
| liquors, n. | લિકર્સ | દારૂ (પીવાનો) |
| Brab-tree, n | બ્રૅબ ટ્રી | તાડીનું ઝાડ |
| manner, n. | મૅનર | રિત |
| leaves, n. | લીવ્ઝ | પાંદડાં |
| thatch, n. | થૅચ | ઝાંખળીનું છાપરૂં |
| walls, n. | ઉવૉલ્ઝ | દિવાલો, ભિતો |
| sap, n. | સૅપ | ઝાડનો રસ |
| yields, v. t. | ઇલ્ડ્ઝ | આપેછે, દેછે |
| supplies, v.t. | સપ્લાઇઝ | પુરૂં પાડેછે |
| proportion, | પ્રોપૉર્શન | પ્રમાણ, ભાગ |
| spirituous, a | સ્પિરિચ્યુઅસ | દેશી. જલદ |
| consumed, p. | કન્ઝયુમ્ડ | ખપેછે, વપરાયછે |

| | | |
|---|---|---|
| betel, n. | બીટલ | સોપારી |
| sago, n. | સેગો | સાબુચોખા |
| produce, n. | પ્રૉડયૂસ | ઉત્પતી |

વાંસ પોલો, હલકો અને મજબુત હોવાથી નાળીએરીની પેઠે ઘણોખરો સર્વ કામમાં ઉપયોગીછે. તેના કદની જુદી જુદી તરેહ ઉપરથી તે સિપાઇના ભાલાને માટે, તેના તંબુની કાઠીને માટે, અથવા તેના સરદારનું નિશાન જે દાંડી ઉપર રેહેછે તે (દાંડીને) સારૂ એક સરખીરીતે લાયકનો થાયછે; (તેમજ) ગામડીયાની સાધારણ લાકડી અથવા તેનાં કપડાંની વળીને માટે પણ. હિંદુસ્તાનમાં સર્વ પાલકો ખીલાને બદલે દોરડાંથી વાંસોને બાંધીને તેની બનાવેછે. જ્યારે ચીરવામાં આવેછે ત્યારે તેની લાંબી વળી શકે એવી ચીપોને લીધે તે ટોપલા ખપેડા અને અગણિત બિજાં કામોને માટે લાયકનો થાયછે; અને જ્યારે ગાંઠા આગળથી કાપી નાખવામાં આવેછે ત્યારે તેનો તેલ, દુધ અને બિજા પ્રવાહીઓને કાજે વારંવાર ખપમાં આવતો એવો નળો બનેછે. જે રીતે નાળીએરીનું લાકડું કામમાં આવેછે તેજ રીતે તાડનું લાકડું આવેછે; વળી એનાં પાંતગાં

બાળીને સારૂ ઝૂપડાંની ભીતો કાજે પણ ખપ-
માં આવેછે; અને જ્યારે કાપેછે ત્યારે જે રસ
તેમાંથી નિકળેછે તે હિંદુસ્તાનમાં વપરાતા કેફી
પ્રવાહીનો મોટો જથ્થો પુરો પાડેછે. સોપારી અને
સાબુચોખા એ બિજી તરેહના તાડ જાતીનાં
ઝાડોની પેદાસછે.

---

## Lesson XXVI. (પાઠ ૨૬ મો).

### Try again. ફરીથી કરો.

| | | |
|---|---|---|
| Try, v. t. | ટ્રાઇ | કોશિશ કરો |
| lift, n. | લિફ્ટ | ઊંચકવું |
| Nephew, n. | નેવ્યુ | ભત્રીજો [કરતાં |
| trying, pr. | ટ્રાઇંગ | તજવીજ-કોશિસ |
| in vain, ad. | ઇન વેન | ફોકટ, વ્યર્થ |
| dragging, p. | ડ્રેગિંગ | ખેંચીને, ઘસડીને |
| ground, n. | ગ્રાઉન્ડ | ભોંય, જમીન |
| Lucy, n. | લુસિ | છોકરીનું નામછે |
| kindly, ad. | કાઇન્ડલિ | ખુશીથી |
| neglecting, p p | નિગ્લેક્ટિંગ | ગફલત કરતાં |
| moment, n. | મોમેન્ટ | પળ |
| kite, n. | કાઇટ | પતંગ |

| | | |
|---|---|---|
| awkward, a. | ઑાક્વર્ડ | અણઘટ, અનાડી |
| fellow, n. | ફેલો | છોકરો |
| fault, n. | ફૉલ્ટ | તકસીર, ગુનાહ |
| entirely, ad. | ઍન્ટાયર્લી | તમાંમ, બધો |
| answered, | ઍન્સર્ડ | કહ્યું, જવાબદીધો |
| children, n. | ચિલ્ડ્રન | છોકરાં |
| too great, a. | ટુ ગ્રેટ | ઘણીજ, અતિશય |
| hurry, n. | હરિ | ઉતાવળ |
| suddenly, ad | સડન્લિ | એકાએક |
| twitched, v. t. | ટ્વિચ્ડ | ઝુટાવી લીધું |
| flat, a. | ફ્લૅટ | ચપટું, પોહોળું |
| blame, v. i. | બ્લેમ | ઠપકો દેવો |
| asked, v. t. | આસ્ક્ડ | પુછ્યું, બોલી |
| side-wind, n. | સાઈડવિન્ડ | બાજુનો પવન |
| was blown, v. t. | વૉઝ બ્લોન | ઉડયો, ફુંકયો |
| shrubs, n. | શ્રબ્ઝ | ઝાડીઓ |
| tail, n. | ટેલ | પુછડી |
| got entengled, | ગૉટ ઍન્ટૅંગલ્ડ | ગુચવાઈ ગઈ |
| hanging, p.p | હેન્ગિંગ | લટકતું |
| downwards, ad. | ડાઉન્વર્ડ્ઝ | નીચે, ભોંયતરફ |

| | | |
|---|---|---|
| exclaimed, v. i. | ઍક્ઝ્કલેમ્ડ | મોટેથી બોલ્યો |
| throwing, n. | થ્રોઇંગ | ફેંકવાથી |
| straight, ad. | સ્ટ્રેટ | સીધો. પાધરો |
| meantime, n. | મીનટાઇમ | એટલામાં |
| assistance, n. | ઍસિસ્ટન્સ | મદદ, સહાયતા |
| disengaged, v. t | ડિસ ઍન્ગેજ | છુટ્ટી પાડીને |
| rolled up, v. t | રોલ્ડ અપ [ડ | વિંટાળી લીધી |
| open, a. | ઓપન | ખુલ્લી, ઉઘાડી |
| space. n. | સ્પેસ | જગ્યા |
| presently, ad | પ્રેઝણ્ટલિ | તરતજ, તત્કાળ |
| grass, n. | ગ્રાસ | ગાસથી ભરેલી |
| plot, n. | પ્લૉટ [ણ્ડ | જમીનનો કટકો |
| took my stand | ટુક માઇ સ્ટૅ- | હું ઉભી |
| prepared, p. p. | પ્રિપેર્ડ | તૈયાર કીધું |
| tossed up, v. t. | ટૉસ્ડ અપ | ફેંક્યું |
| just as, ad. | જસ્ટ ઍઝ | લાગલોજ, તેવોજ |
| rose, v. i. | રોઝ | ચઢ્યું, ઉડ્યું |
| dignity, n. | ડિગ્નીટિ | દબદબો, ભપકો |
| Baloon, n. | બલૂન | બલુન, દબ્બો |
| promised, v. t | પ્રૉમિસ્ડ | કબુલ થયું |
| lofty, a. | લૉફ્ટિ | ઉંચેની |

| | | |
|---|---|---|
| flight, n. | ફ્લાઇટ | ઉડ, ઉડવું તે |
| delighted, | ડિલાઇટેડ | ખુશી થયો |
| pulling, p.p. | પૂલિંગ | ખેંચતાં |
| string, n. | સ્ટ્રીન્ગ | દોરી |
| stopped, v.i | સ્ટોપ્ડ | ઉભો |
| upwards, ad | અપ્ઉવર્ડ્ઝ | ઉપર, ઊંચે [જોવું |
| admire. v. i. | એડમાયર | અજાએબીથી |
| slackened, | સ્લેકન્ડ | ઢિલી પડી ગઇ |
| tottered, v.i. | ટોટર્ડ | ગોઠ ખાધી |
| favourable, | ફેવરેબલ | સારો, માફક |
| won't try, | ઉવોન્ટ ટ્રાઇ | તજવીજ નહિં ક- |
| any more, | ઍનિ મૉર | વધારે [રવાનો |
| replied, v. i. | રિપ્લાઇડ | બોલ્યો |
| sullenly, ad. | સલન્લિ | ગુસ્સે થઇને |
| to be plagued. | ટુ બી પ્લેગ્ડ | માથું દુઃખવવાને |
| oh fie, interj. | ઓ ફાઇ | અરે છી |
| give up | ગિવ અપ | મુકી દેવું |
| sport, n. | સ્પૉર્ટ | રમતુ |
| pains, n. | પેન્ઝ | મેહેનત શ્રમ |
| disappoint-ments, n. | ડિસઅપૉઇન્ટ-મેન્ટસ | ના ઉમેદી |

| | | |
|---|---|---|
| discourage, v.t | ડિસ્કરેજ [પ | નાહિંમત કરવું |
| wind up, v.t. | ઉવાઇન્ડ અ- | વિંટાલો |
| succeeded, v. i. | સક્સીડેડ | પાર પડયો |
| was carried up | ઉવોઝ કેરિડ | ઊંચે જતું રહ્યું |
| breeze, n. | બ્રીઝ [અપ | પવનનો સપાટો |
| lightly, ad. | લાઇટલિ | સેહેલથી |
| feather, n. | ફેધર | પીછું |
| delight, n. | ડિલાઇટ | ખુશી |
| holding fast, | હોલ્ડિંગફાસ્ટ | મજબુત પકડીને |
| stick, n. | સ્ટિક | લાકડી |
| gazing, p. p. | ગેઝિંગ | ટાકીને જોતો |
| speck, n. | સ્પેક | ડાઘ |
| pulls, v. i. | પુલ્ઝ | ખેંચેછે, તાણેછે |
| team, n. | ટીમ | જોડ (ઘોડાની) |
| hardly, ad. | હાર્ડલિ | કઠણાઇથી [દોરી |
| mile of string | માઇલ ઑવ સ્ટ્રીંગ | એક માઇલ લાંબી |
| enjoying, pp | એન્જૉઇંગ | ભોગવીને |
| sight, n. | સાઇટ | દેખાવ |
| proceeded, | પ્રોસીડેડ | ચાલ્યો, નિકલ્યો |
| slowly, ad. | સ્લોલિ | આસ્તે આસ્તે |

| | | |
|---|---|---|
| **glee, n.** | ગ્લી | ખુશી. હર્ષ. આનંદ |
| **was hurt,** | ઉવૉઝ હર્ટ | નુકશાન પોંહોચ્યું |
| **had behaved, v.** | હૅડ બિહેવ્ડ | ચાલ ચલાવી |
| To-morrow, | ટુમૉરો | આવતી કાલે |
| objection, n. | ઑબ્જેક્શન | અડચણ, હરકત |
| weather, n. | ઉવૅધર | હવા |
| morning's, n | મૉર્નીંગ્ઝ | સવારની |
| properly, ad | પ્રૉપર્લી | બરોબર રીતે |
| persuaded, | પર્સુએડેડ | સમજાવ્યા |
| teach, v. t. | ટીચ | શિખવવુ, ભણાવવું |
| value, n. | વૅલ્યુ [-સ | કિંમત [ઘોગ |
| perseverance, | પર્સીવીઅર- | ચાલુ રાખેલો ઉ- |
| depend, v. i. | ડિપૅન્ડ | આધાર રાખેછે |
| attempts, n. | અટૅમ્પ્ટ્સ | કોશિશો, યત્નો |
| motto, n. | મૉટો | કેહેવત |

જમીન ઉપર ખેંચી ખેંચીને પતંગ ચગાવ-વાની ફોકટ મેહેનત કીધા પછી મારા નાના ભત્રી-જાએ તેની બેહેનને કહ્યું કે, "તું મારો પતંગ ચુકાવશે?" લ્યૂસિએ મોટી ખુશીથી તે લીધો અને તેને હવામાં ઉરાડયો, પણ તેનો ભાઇ તેજ ક્ષણે દોડવાને ચુકવાથી પતંગ પાછો નીચે પડયો.

નાના છોકરાએ કહ્યું, "જો હવે તું કેવી આ-ડી છે!" તેની બેહેને જવાબ દીધો, "બિલકૂલ એતો તારીજ ભૂલ હતી."

મેં કહ્યું, "છોકરાંઓ ફરી યત્ન કરો." તેથી લ્યૂસિએ ફરી એકવાર પતંગ ઊંચકયો, પણ હવે જૉન ઘણીજ ઉતાવળમાં હતો; તે એકાએક એવો તો દોડયો કે તેણે તેણીના હાથમાંથી તે ખેંચી લીધો, જેથી અગાઉની પેઠે પતંગ નીચે પડયો.

લ્યૂસિ બોલી, "વારૂં, હવે કોનો વાંકછે?" મેં કહ્યું "ફરી યત્ન કરો."

તેઓએ (યત્ન) કીધો, ને (તે વળી) વધારે સંભાળથી; પણ જેવો લ્યૂસિએ પતંગ મુકાવ્યો, તેવોજ એકાએક બાજુનો પવન આવવાથી તે કેટલીએક ઝાડીઓમાં ઉડી ભરાયો, ને પુછડું તેજ ક્ષણે ગુંચવાઈ ગયું, ને બિચારો પતંગ ઊંધે માથે લટકતો રહયો.

જૉન બોલી ઉઠયો, "જો જો! તેં એક બા-જુએ ફેંકયો તેથી આમ થયું!"

લ્યુસિએ કહ્યું, "જાણે પવન પણ સીધો વાય એ મારા હાથમાં હોયની!"

એટલામાં હું પતંગની મદદે ગઈ, અને લાંબું

પુછડું છુટું કરીને મેં તે વિટાળીને કહ્યું, "ચાલો છોકરાંઓ અહીં ઝાડો ઘણાંછે; ચાલો આપણે કોઈ વધારે ખુલ્લી જગો જોઇએ, ને પછી ફરી યત્ન કરીએ."

તરતજ હમે એક ઘાસનું ચોગાન શોધી કાહાડયું, ને તેની એક બાજુએ હું ઉભી; અને બધી ચીજો તૈયાર કીધા પછી, જેવો નાહાનો જૉન દોડયો તેવોજ મેં પતંગ મુકાવ્યો. વિમાનના સઘળા દબદબાની માફક તે ઉડયો, અને ઊચે ઉડશે એવું જણાયું; પણ દોરી આવી જોરથી ખેંચાતી જોઇને ખુશી થવાથી જાન ઊચે જોઇને આશ્ચર્ય પામવા સારૂ જરા ઉભો રહયો:—દોરી ઢીલી પડી, પતંગે ગોથ ખાવી, અને પવન અનુકૂળ ન હોવાથી, પતંગ નીચે ઘાસ પર આવી પડયો.

મેં કહ્યું, "અરે જાન તારે ઉભા ન હોતા રેહેવું,પણ કંઈ નહીં, ફરી યત્ન કરો."

તેણે જરા ચીડાઇને જવાબ દીધો "હવે હું કંઈ વધારે વાર ફરી યત્ન કરનાર નથી, તમે જુઓછકે એ કંઈ કામનું નથી. પતંગ ચગવાનો નથી, અને હું એની સાથે ઝીજી માથાફોડ કર-

વાને ચાહાતો નથી."

"જા જા, મારા ભાઇ! પતંગ બનાવવાની અને ચગાવવાની આ બધી મેહેનત લીધા પછી એ ખેલ તું છોડી દઇશ? થોડી નાઉમેદીથી આપણે હઠી ન જવું જોઇએ. ચાલ તારી દોરી વિટાળ, ને હવે ફરી યત્ન કર."

તેણે યત્ન કીધો ને તેમાં પાર પડયો, કારણ કે પતંગ એક પિછાંની માફક હલકો હવામાં ચહડયો; અને જ્યારે બધી દોરી થઇ ચુકી ત્યારે જૉન લાકડી મજબુત પકડીને તથા પતંગ હવે જે ભુરા આસમાનમાં એક ન્હાના સરખા સફેત ડાઘા જેવો દેખાતો હતો તે તરફ તાકીને જોતો, ને મોટી ખુશીમાં ઉભો. "કાકી, જુઓ, જુઓ, એ કેવો ઉંચો ચહડેછે! અને તે ઘોડાની જોડીના જેટલાં જોરથી ખેંચેછે એટલું હું મુશ્કેલીથી તે પકડી રાખુંછું. મારી પાસે એક માઇલની દોરી હોત તો કેવું સારૂં. મારી ખાતરી છે કે તેનો પણ છેડો આવત."

પોતાની ખુશીમાં આવ્યું ત્યાંહાં સુધી આ દેખાવની લેહેજત લીધા પછી, જૉન હળવે હળવે દોરી વિટવા લાગ્યો; અને જ્યારે પતંગ નીચે

પડયો ત્યારે, મોટી ખુશીથી તેણે તે ઉપાડયો ને કહ્યું કે એને કંઈ ઇજા થઈ નથી અને એ ઘણો સારો ચગ્યો. "કાકી, કાલે પાઠ કીધા પછી આપણે આવીને ફરી યત્ન કરીશુ ?"

"મારા પ્યારા જો હવા સારી હશે તો મને કંઇ હરકત નથી. અને હવે આપણે ઘેર જઇએછ તેટલામાં મને કહોકે તમારી સવારની રમતથી તમે શું શિખ્યાં ?"

"હું મારો પતંગ બરોબર સજાવતાં શિખ્યો."

લ્યુસિએ કહ્યું, "ભાઈ એને વાસ્તે તારે કાકીનો પાડ માનવો જોઇએ ; કારણ, ફરી યત્ન કરવાને જો તેણે તને સમજાવ્યો ન હોત તો, તેં તે કયારનું છોડી દીધું હોત."

"હા, મારા પ્યારાં છોકરાં, જો કે પતંગ ઉડાવવાના કરતાં તે ઉપર બિજું કંઈ આધાર રાખતું ન હોય તોપણ ખંતીપણાની કિમ્મત હું તને શિખવવાને ચાહાવુંછું. જ્યારે કંઇ સારૂં કામ કરવાના યત્નમાં તમે ફાવો નહીં ત્યારે 'ફરી યત્ન કરો' એ તમારી કેહેવત રાખજો."

# Lesson XXVII. (પાઠ ૨૭ મો).

## The Child's first grief.

## બાળકનું પેહેલું દુઃખ.

| | | |
|---|---|---|
| Grief, n. | ગ્રીફ | દુઃખ |
| call, v. t. | કૉલ | બોલાવો, તેડો |
| play, v. i. | પ્લે | રમવું |
| Summer, n. | સમર | ઉન્હાળો |
| flower, n. | ફ્લાવર | ફુલ |
| bee, n. | બી | મધમાખ |
| wide, ad. | ઉવાઇડ | પુષ્કળ, બેહદ |
| sowed, v, t. | સોડ | રોપ્યું, વાવ્યું |
| garden, a. | ગાર્ડન | બાગના |
| tree, n. | ટ્રી | ઝાડ |
| is drooping, | ઇઝ ડ્રુપિંગ | ઝુલેછે, લટ્કેછે |
| load, n. | લોડ | બોજો, ભાર |
| voice, n. | વૉઇસ | સાદ, અવાજ |
| smiled, v. t. | સ્માઇલ્ડ | હસ્યું |
| thou'lt see, | ધાઉલ્ટ સી | તું જોશે |
| rose's, n. | રોઝિઝ | ગુલાબનું |
| brief, a. | બ્રીફ | ટુંકું |

| | | |
|---|---|---|
| unto, prep. | અન્ટુ | માં |
| heaven, a. | હેવન | બેહેસ્ત, સ્વર્ગ |
| birds, n. | બર્ડ્ઝ | પક્ષિઓ |
| hours, n. | અવર્ઝ | કલાકો |
| brook, n. | બ્રુક | નાળાં, ઝરા |
| glade, n. | ગ્લેડ | મેદાન |
| wanderings, | ઉવૉન્ડરીંગ્ઝ | રખડ |
| play'd, v. t. | પ્લેડ | રમ્યો |
| loved, v. t. | લવ્ડ | ચાહયો |
| are o'er | આર ઑર | પુરી થઈ |

"અરે મારા ભાઈને મારી પાસે પાછો બોલાવો! મારાથી એકલાં રમાતું નથી; હુનાળો, ફુલો અને મધમાખ સહિત આવેછે,—મારો ભાઈ ક્યાંહાં ગયોછે?

"હમારી વાડીમાંનાં ઝાડની આસપાસ જે ફુલો હમે વાવ્યાં હતાં તે ફુલો પુષ્કળ ઉગ્યાં છે; હમારા દ્રાક્ષના વેલા પોતાના ભારથી ઝુલી રહ્યા છે—અરે! તેને મારી પાસે પાછો બોલાવો!"

"ખુબસુરત બાળક તે તારો અવાજ સાંભળનાર નથી! તે તારી પાસે આવનાર નથી; જે ચેહેરો એક સમયે હુનાળાની માફક હસતો હતો,

તે તું દુનિયામાં ફરી દેખવાનો નથી.

"ગુલાબના ફુલનો ટુંકો (પણ) તેજસ્વી ખુશી ભરેલો ચલકાટ ! તેનામાં પણ એવોજ હતો : માટે—બચ્ચાં તારે એકલાં રમવું જોઇએ ; તારો ભાઈ (તો) સ્વર્ગમાં (બેઠો) છે."

"ત્યારે શું તે પોતાના ફુલ અને પક્ષીઓ મેહેલી ચાલતો થયો ? અને હું જે બોલાવુંછું તે મિથ્યા ! અને હુનાળાના લાંબા લાંબા કલાકોમાં શું તે પાછો નહીં આવશે ?

"અને ઝર આગળ તથા ચોગાનમાં હમે રખડતા તે સઘળું ગયું કે ? અરે જ્યારે મારો ભાઈ મારી સાથે રમતો ત્યારે મેં તેને વધારે ચાહયો હોત તો કેવું સારૂં ?"

## Explanation. (સમજ).

The summer, &c.,—ફુલોનું ખીલવું અને મધમાખોનું ગણગણવું એ હુનાળો બેસવાનાં ચિન્હો છે. The flowers—ફુલો રોપીને નાની નાની વાડીઓ કરવી એ અંગ્રેજ લોકોનાં છોકરાંઓની એક ગમત છે. Its load—ફુલોનો. He would not, &c.,—કે

નિયામાં તું તારા ભાઇનું હસતું મુખડું ફરી કદી દેખનાર નથી. A rose's, &c.,—ગુલાબના ફુલની જીંદગીના જેવી ટુંકી ખુશકારક જીંદગી તેને આપેલી હતી. His birds—અંગ્રેજ લોકોનાં છોકરાં (કુતરાં, સસલાં, વગેરે જેવાં) માનીતાં કરી રાખેલાં જાનવરો તથા (ખબુતર, મેનાં જેવાં) પક્ષીઓ પાળીને વારંવાર પોતાની મેળે ગમત કરેછે. And by the brook, &c.,—હમે કદી નદી કીનારે તથા મેદાનમાં પાછાં એક બિજાં જોડ ફરીશું નહીં? Would I had loved him more—જ્યારે તે જીવતો હતો ત્યારે હું તેને જેટલું ચાહાતો તેના કરતાં વધારે ચાહાયો હોય તો સારૂં.

---

## Lesson XXVIII. (પાઠ ૨૮ મો)

### Sagacity and fidelity of an Arabian horse.

એક આરબી ઘોડાનું ડાહાપણું અને ઇમાનદારી

| | | |
|---|---|---|
| Sagacity, n. | સૅગૅસિટિ | ડહાપણુ,હુશિયારી |
| fidelity, n. | ફાઇડૅલિટિ | પ્રમાણિકપણું |

| | | |
|---|---|---|
| Arabian, n. | અરેબિઅન | આરબની |
| Abual, n. | ઍબુઅલ | માણસનું નામછે |
| Arab, n. | ઍરબ | આરબ |
| tribe, n. | ટ્રાઇબ | જાત |
| attacked, v. t | ઍટૅક્ડ | હલ્લો કર્યો |
| dispersed, | ડિસ્પર્સ્ડ | વિખેરી નાખ્યું |
| Caravan, n. | કૅરેવન | કાફલો, વણજાર |
| belonging, | બિલૉન્ગિંગ | સંબંધ રાખતાં |
| Demascus, | ડમાસ્કસ | શેહેરનું નામછે |
| engaged, p.p | ઍન્ગેજડ | કામે લાગ્યું |
| securing, p.p | સીક્યુરિંગ | બચાવતાં, મેળવતાં |
| booty, n. | બટિ | લુટ |
| Turkish, a. | ટર્કીશ | તુર્કી |
| troops, n. | ટ્રૂપ્સ | ફોજો |
| slew, v. t. | સ્લ્યુ | કાપી નાખ્યું |
| prisoners, n. | પ્રિઝનર્સ | બંદીવાનો, કેદીઓ |
| disabled, v. t | ડિઝએબલ્ડ | અશક્ત થયો |
| arm, n. | આર્મ | બાજુ, હાથ |
| shot, n. | શૉટ | ગોળી |
| Camel, n. | કૅમલ | ઊંટ |
| favourite, a. | ફેવરિટ | પ્યારો, વાહાલો |

| | | |
|---|---|---|
| led, v. t. | લેડ | લેઇ ગયો. |
| beside, prep. | બીસાઇડ | પાસે, સિવાય, વગર |
| during, prep. | ડયુરિંગ | વખતે |
| march, n. | માર્ચ | કુચ |
| Acre, n. | એકર | શેહેરનું નામ છે |
| Turks, n. | ટર્કસ | તુરકીઓ |
| pitched, v.t. | પિચ્ડ | નાખ્યું મારયું |
| Tents, n. | ટેન્ટ્સ | તંબુઓ |
| leathern, n. | લેધર્ન | ચામડાનું |
| strap, n. | સ્ટ્રૅપ | પટો, ચર્મપટી |
| outside, n. | આઉટસાઇડ | બાહારની બાજુ |
| sleepless, a. | સ્લીપ્લેસ | ઊંગ વગરનું |
| neighing, p. | નેઇંગ | ખંખારતાં |
| determined, | ડીટર્મીન્ડ | ઠેરાવ કરયો [કરવો |
| release, v.t. | રીલીઝ | છોડવવું, છુટકો |
| ancient, a. | એન્સિયંટ | જુનો, અસલી |
| companion, | કમ્પૅનિયન | દોસ્ત, સોબતી |
| captivity, n. | કૅપ્ટિવીટી | બંદીખાનું |
| crept, v. i. | ક્રૅપ્ટ | આસ્તે ચાલ્યો |
| painfully, ad | પેન્ફુલ્લી | દુઃખથી |
| tethered, v.t. | ટૅધર્ડ | બાંધ્યું |

| | | |
|---|---|---|
| gnawing, | નૉઈંગ | કરડતાં |
| goat's, n. | ગોટસ | બકરાનુ-ની-નો- |
| held, v. t. | હૅલ્ડ | પકડ્યું |
| slave, n. | સ્લેવ | ગુલામ |
| return, v.t. | રીટર્ન | પાછું ફરવું-જવું |
| knowest, v.t | નોવ્યૅસ્ટ | જાણેછે |
| Jordon, n | જૉર્ડન | નદીનુ નામછે |
| refreshed, p. | રીફ્રૅશ્ડ | તાજું થયું |
| coldness, n. | કોલ્ડનેસ | થંડી, તાહાડ |
| Barley, n. | બાર્લી | જવ |
| curtains, n. | કરટન્સ | પરદાઓ |
| lick, v. t. | લિક | ચાટવું |
| ones, n. | ઉવન્સ | બચ્ચાં, છોકરાં |
| free, a. | ફ્રી | છુટું, સ્વતંત્ર |
| fled, v. i. | ફ્લેડ | નાહાશી ગયું |
| instinct, n. | ઇન્સ્ટીંક્ટ | પશુ-પક્ષીની બુદ્ધી |
| smelt, v. i. | સ્મેલ્ટ | સુંઘ્યું |
| seized, v. t. | સીઝડ | પકડ્યું |
| teeth, n. | ટીથ | દાંતો |
| belt, n. | બેલ્ટ | પટો |
| waist, n. | વેસ્ટ | કમ્મર |

| | | |
|---|---|---|
| camp, n. | કૅમ્પ | છાવણી |
| bearing, p.p. | બૅરીંગ | લઈજતાં, રાખતો |
| till, ad. | ટીલ | સુધી, વેર |
| laid, v. t. | લેડ | મુક્યું |
| Jericho. n. | જૅરીકો | શેહરનું નામ છે |

એક આરબ લોકોની જાત જેણે ડમાસકસની એક વાણજાર પર હલ્લો કરયો હતો તથા (તેને) વિખેરી નાખી હતી તેનો (તે જાતનો) સરદાર અબુઅલ હતો. પણ જેવામાં એ લોકો લૂટ મેળવવામાં રોકાયા હતા તેવામાં, તુરકી સિપાઇયો તેમનાપર તુટી પડયા, ઘણાઓને મારી નાખ્યા, અને બાકીનાઓને બંદિવાન કીધા. અબુઅલ હાથમાં ગોળી વાગવાથી અશકત થયો હતો, અને તેને એક ઊંટ ઉપર બાંધી રાખ્યો હતો, અને તેના વાહાલા ઘોડાને તેની જોડે જોડે લઈ જતા હતા.

બંદિવાનો સહિત એકર તરફ કુચ કરતામાં રાત પડી; તેથી તુરકી લોકોએ પોતાના તંબુ માર્યા અને સુઈ ગયા. અબુઅલના પગ એક ચામડાના પટાથી બાંધેલા હતા, અને તેને જોકે તેઓની ઘણોજ પાસે પણ તંબુની બાહાર રાખ્યો હતો. પીડાએ કરીને નિંદ્રારહિત, તેથી તેણે

પોતાના ઘોડાને ઓંખારતો સાંભલ્યો, તેથી જો તેનાથી બની શકે તો કેદખાનામાંથી પોતાના જુના સોબતીને છોડવવાનો તેણે નિશ્ચય કીધો. જ્યાં ઘોડાને બાંધ્યો હતો ત્યાં મેહેનતથી ખીમ ખીમ ગયો, અને બકરાના બાલના જે દોરડાંથી તેને બાંધ્યો હતો તે કરડી નાખીને તેણે કહ્યું, "જો કે હું તો ગોલામ થયોછું તોપણ તું તો જે તંબુ તું જાણેછે ત્યાં પાછો જા. તું જારડન નદીના પાણીમાં નાહાજે, અને તેની થંડકથી તાજો થજે. વળી જવના દાણા જે છોકરાંઓ પોતાના હાથમાં તારે સારૂ લેઈ આવે તે તું ખાજે. જઇને મારી સ્ત્રીને કેહેજે કે હવે હું તને ફરી મળીશ નહી; અને તારૂં માથું પડદામાં મેલજે, અને મારાં નાહાનાં બાળકોનાં હાથ ચાટજે."

ઘોડો છુટોતો થયો, પણ તે એકલો જતો રહયો નહીં તેની જાતની પ્રેરણા બુદ્ધિથી, તેણે તેના શેઠને સુંધી જોયો, તેનું માથું નીચું કીધું, અને તેની (શેઠની) કંમરની આસપાસના ચામડાના પટાથી તેના દાંતમાં તેને પકડયો. એ પ્રમાણે તેને દાંતમાં લેઇને તે છાવણી છોડી ચાલતો થયો; અને તેના તંબુનાં બારણાં સુધી તે

તેને લઇ ગયો ત્યાં સુધી તે ઉભો રહયો નહીં. તેનું એ દોડવું છેલ્લું હતું; તે તેના ધાસ્એલ-અ-બળા ઘોડને નીચે મુકી મરણ પામ્યો. એ જાતે તેને માટે ઘણો શોક કીધો હતો, અને આજ સુધી જેરીકોના સઘળા આરબોમાં તેનું નામ માન પામેછે.

---

## Leesson XXIX. (પાઠ ૨૯ મો).

### We are seven. હમે સાત છેયે.

| | | |
|---|---|---|
| Cottage, a. | કૅટેજ | ઝુપડાંમાં રેહેનારી |
| clustered, v. t | કલસ્ટર્ડ | એકઠું થયું |
| Maid, n. | મેડ | છોકરી, કુમારીકા |
| wondering, | ઉવંડરિંગ | તાજુબ, અજાયેબ |
| looked, v. t. | લૂક્ડ | જોયું, દેખાયું |
| Conway, n | કૉન્ઉવે | શેહેરનું નામછે |
| dwell, v. i. | ડવેલ | રેહેવું, વસવું |
| Curch, n. | ચર્ચ | દેવળ, દેહેરૂં |
| yard, n. | યાર્ડ | ચોક, આંગણું |
| reply, n. | રિપ્લાઇ | ઉત્તર, જવાબ |
| beneath, pre. | બીનીથ | નીચે, હેઠલ |

| | | |
|---|---|---|
| graves, n. | ગ્રેવ્ઝ | ઘોરો |
| green, a. | ગ્રીન | લીલી |
| steps, n. | સ્ટેપ્સ | પગલાં |
| Mother's, n. | મધર્સ | માએનું-ની-નો- |
| stockings, n. | સ્ટોકિંગ્ઝ | મોજાં |
| knit, v. t. | નિટ | ગુંથવું |
| kerchief, n. | કર્ચીફ | રૂમાલ |
| hem, v. t. | હેમ | ઓટવું |
| sing, v. i. | સિંગ | ગાવું, કીર્તી ગાવી |
| sunset, n. | સન્‌સેટ | સુર્યનું આથમવું |
| Sir, n. | સર | સાહેબ, સેઠ |
| porringer, n, | પૉરિન્જર | કટોરો [વાળુ |
| supper, v. | સપ્પર | રાતનું ખાણું, |
| died, v. i. | ડાઇડ | મરણ પામ્યો |
| Jane, n. | જેન | સ્ત્રીનું નામછે |
| moaning, p.p | મોનિંગ | વિલાપ કરતાં |
| lay, v. i. | લે | પડી હતી |
| relieved, v.t. | રીલીવ્ડ | છુટકો કીધો |
| dry, a. | ડ્રાઇ | સુક્કું, તરસું |
| slide, v. i. | સ્લાઇડ | સરવું |
| forced, v. t. | ફોર્સ્ડ | ફરજ પડી |

| | | |
|---|---|---|
| maiden, n. | મેડન | છોકરી |
| Spirits, n. | સ્પિરિટ્સ | આત્માઓ |
| 't was, v. i. | ટ્વૉઝ | તે હતું |
| throwing, p pr | થ્રોઇંગ | નાખીદેવું |
| nay, ad. | ને | ના, નહી |

હું ઝૂંપડાંમાં રેહેનારી એક ન્હાની છોકરીને મલ્યો, તેણે કહ્યું. હું આઠ વર્ષની છું; ઘણા ગુચ્છા જે તેના માથાની આસપાસ એકઠા થયલા હતા તે સહિત તેના બાલ જાડા (ભરાવ દેખાતા) હતા.

"ન્હાની છોડી, તમે ભાઇઓ તથા બેહેનો (મળી) કેટલાં છો?" તેણે કહ્યું, "કેટલાં! સહુ મળી (સાત છઇયે)," અને મારા સામુ અજાએબ થઇને જોવા લાગી.

"વળી હું વિનંતિ કરૂંછું કે તું કોહેકે તેઓ ક્યાં છે?" તેણે જવાબ વાલ્યો, "હમે સાત છઇએ; હમારામાંના બે કૉનવે રેહેછે, અને બે દરિયો ખેડવા ગયાછે.

"હમારામાંના બે મસાણમાં પડયાછે.—મારી બેહેન તથા મારો ભાઇ; અને હું મારી મા

જોડે મસાણુમધિના ઝુપડાંમાં તેમની કને રહુંછુ".

"તું કેહેછે કે બે કાનવે રેહેછે, તથા બે દરિયા ખેડવા ગયાછે, તોપણ તમે સાત છો; ત્યારી છોડી હું વિનંતિ કરંછું કે તું કેહે એ કેમ બને ?"

ત્યારે ન્હાની છોડીએ જવાબ દીધો કે, "છોકરા તથા છોકરી મળી હમે સાત છઇએ; હમારામાંના બે મસાણુનાં ઝાડ તળે મસાણુમાં પડયાં છે."

"મારી ન્હાની છોડી, તું આસપાસ દોડેછે, તારા અવયવો ચપળછે; જો બે જણુ મસાણુમાં પડયાં હોય, તારે તો તમે માત્ર (સહુ મળીને) પાંચ થાવો."

ન્હાની છોડીએ ઉત્તર દીધો, "તેઓની કબરો (ઘાસથી) લિલી છે, તેઓ (અહિંથી) નજરે પડી શકે એટલી (દૂર) છે, મારી માના બારણુાથી બાર કે (જરા) વધારે પગલાં ગયાં એટલે તેઓ પાસે પાસે છે.

"ત્યાં હું મારા મોજાં વારંવાર ગુંથુછું, મારો રૂમાલ ત્યાં હું ઓટુંછું; તથા ત્યાં હું જમીનપર

બેસુંછું,—અને બેસીને તેમની પાસે ગાઉંછું.

"વળી સાહેબ, સૂર્યાસ્ત થયા પછી જ્યારે ખુલ્લું અજવાળુ હોયછે ત્યારે હું મારો ન્હાનો કટોરો લઉંછું અને ત્યાં મારૂં વાળુ કરૂંછું.

"પેહેલી જે મુઇ તે ન્હાની જેન હતી, તેને જ્યાં સુધી ઇશ્વરે દુઃખમાંથી છોડવી ત્યાં સુધી તે પથારીમાં હાયહાય કરતી પડી હતી, અને ત્યાર-પછી તે જતી રહી.

"તેથી તેને મસાણમાં મુકવામાં આવી, અને આખો સુકો હુનાળો મેં તથા મારા ભાઇ જાને તેની કબરની આસપાસ હમે સાથે રમવામાં કાહાડયો.

"વળી જ્યારે જમીન બરફથી સફેદ હતી, ને જ્યારે હું દોડાને સરી શકતી ત્યારે મારા ભાઇ જાનને જવાની ફરજ પડી, અને તે તેની બાજુએ પડયોછે."

મેં કહ્યું, "જો તેઓ બે સ્વર્ગે ગયા ત્યારે તમે કેટલાં છો?" તે ન્હાની છોડીએ જવાબ દીધો, અરે સાહેબ! હમે સાત છઇયે."

"પણ તેઓ મરી ગયાછે, તેઓ બન્ને મરી

ગયા, તેઓના જીવ સ્વરગે ગયાછે." હવે બોલો નાખી દેવા જેવા હતા; કારણ કે છોડી બોહોસ કરીને બોલી કે "નહીં હમે સાતજ છઇએ."

Explanation. (સમજ).

A cottage girl—એક ગરીબ ગામડીયાની છોકરી, જેના માબાપ ઝુપડાંમાં, અથવા ન્હાના અને સાદાં ઘરમાં રેહેતાં હતાં. Sisters and brothers. &c.,—ભાઇ બેહેન ગણતાં તમે બધાં મળીને કેટલાં છો ? May you be—એ બોલવાની રૂઢીનો અર્થ તમે છો એવો થાયછે. Con-way (કૉન્વે) વેલ્સમાં એક શેહેર છે. Gone to sea—એ બોલવાની રીતીનો અર્થ ખલાસી થયોછે. In the church-yard lie—(ક્રિસ્ટિ રેવાજ પ્રમાણે) ચૉકમાં, આગણામાં, કે જે ઘેરેલી જમીન દેવલને લગતી છે તેમાં ડાટ્યાંછે. Church-yard cottage—મસાણમાં કે તેની પાસે બાંધેલું ઝુપડું. The church-yard tree—અંગ્રેજ લોકોનાં મસાણોમાં ઘણું કરીને યૂ નામનું ઝાડ રોપેલું હોયછે. Their graves are green—

ધાંસથી. My stockings—ઇંગ્લાંડમાં ગરીબગુરબાં લોકોનાં બૈરાંઓનો ઉદ્યમ ગુંથવા સિવવાનો હોયછે. When it is light—જ્યારે હવા ખુલ્લી હોય અને જ્યારે અજવાલું હોય ત્યારે. ઉત્તર ભણીના દેશોમાં ઝલઝલું હિદુસ્તાનના કરતાં ઘણીવાર સુધી રેહેછે. Porringer—કટોરો જેમાં છોકરાંઓ પોતાનાં દુધ રોટલી ખાયછે. Went away—મરી ગયું. All the summur dry—વરસાદ રહિત આખી હુનાલાની રૂતુમાં. White with snow—અલબત્ત શિયાલામાંજતો. Slide—બરફ ઉપર છોકરાંઓની એક ગમત છે. To go—મરવું—પણ નજરમાં રાખવુંકે એ ન્હાની છોડી માટેકે મરવું શબ્દ કદી ઓચરતી નથી. તે પોતાનાં મરી ગયલાં ભાઈ બેહેનવિષે જાણે તેઓ હજી જીવતાં હોય એવી રીતે બોલેછે. તે કેહેછે “હમે સાત છઇએ.” Spirits (સ્પિરિટસ જીવ. Throwing words away—બોલવું મિથ્યાછે. Would have her will—બોહોંસ કીધી.

## Lesson XXX. (પાઠ ૩૦ મો).

| | | |
|---|---|---|
| Excellent, a. | ઍક્સલેન્ટ | ઉત્તમ, સરસ |
| knowledge, | નૉલેડ્જ | જ્ઞાન, સમજણ |
| sharp-looking, a. | શાર્પ-લૂકિંગ | ચંચળ દેખાતાં |
| bustling, a. | બસ્ટલિંગ | ધામધુમ કરતાં |
| himself, pro. | હિમ્સેલ્ફ | પોતે |
| older; a. | ઓલ્ડર | અધિક ઘરડું-બુઢું |
| repeated, v. | રીપીટેડ | ફરીથી બોલ્યો |
| talk, n. | ટૉક | વાત, બોલવું |
| wiser, a. | વાઇઝર | વધારે ડાહ્યું |
| every-dody. | ઍવરિબૉડિ | દરેક જણ |
| gravely, ad. | ગ્રેવ્લિ | ગંભીરાઇથી |
| applied, v.t | ઍપ્લાઇડ | લાગુ પડયું |
| blessing, n. | બ્લેસિંગ | કલ્યાણ, આશુર્વાદ |
| curse, n. | કર્સ | શાપ, દુઃખ |
| understand, | અન્ડરસ્ટૅન્ડ | સમજવું, જાંણવું |
| meekly, ad. | મીક્લિ | નમ્રતાથી |
| restraint, n | રિસ્ટ્રેન્ટ | કાયદો, દબાંણ |
| Animal, n. | ઍનિમલ | જનાવર, પ્રાણી |
| burdens, n. | બર્ડન્સ | બોજો, v. લાદેછે |

| | | |
|---|---|---|
| drawing, p. | ડ્રાઇંગ | ખેંચતાં n. ચિત્ર |
| loads, n. | લોડસ | બોજા, બોજો મુ- |
| carrying, p. | કેરિઇંગ | લેઇ જતાં [કેછે |
| bridle, n. | બ્રાઇડલ | લગામ |
| dashes, v. t. | ડેશીઝ | અફાળેછે, પટકેછે |
| Carriage, n. | કેરેજ | ગાડી |
| pieces, n. | પીસીઝ | કકડા |
| rider, n. | રાઇડર | સ્વાર |
| pond, n. | પૉન્ડ | તળાવ |
| properly, ad. | પ્રોપર્લી | બરાબર રીતે |
| conducted, v | કન્ડક્ટેડ | લેઇ ગયું |
| trenches, n. | ટ્રેન્ચીઝ | ચરો, ખાણીયો |
| fields, n. | ફીલ્ડઝ | ખેતરો |
| fertile, a. | ફર્ટાઇલ | ફળવંત |
| bursts, v. t. | બર્સ્ટસ | ફાટેછે |
| banks, n. | બૅન્કસ | કિનારાઓ |
| speeps, v. t. | સ્વીપ્સ | ઘસડી જાયછે |
| destroys, v. | ડીસ્ટ્રૉય્ઝ | નાશ કરેછે |
| steered, v. t. | સ્ટીઅર્ડ | હાંક્યું |
| aright, ad. | અરાઇટ | બરોબર, દુરસ્ત |
| hoists, v. t. | હૉઇસ્ટ્સ | ઊંચે ચડાવેછે |

| | | |
|---|---|---|
| sooner, ad. | સૂનર | વધારે જલદી |
| port, n. | પૉર્ટ | બંદર, દરવાજો |
| further, ad. | ફર્ધર | વધારે દૂર |
| carries, n. | કૅરિઝ | લઇ જાએછે[ખ્યું |
| continued,v. | કન્ટિન્યુડ | બોલ્યો, જારી ગ- |
| rightly, ad. | રાઇટલિ | બરાબર રીતે |
| God's n. | ગૉડઝ | ઇશ્વરનું |
| render, v. | રેન્ડર | કરવું |
| better, ad. t. | બૅટર | વધારે સારૂં |

હોશિયાર દેખાતા ધામધુમિયા નાહાના માણસે પોતાના કરતાં એક જણ જે ઘણો મોટો હતો તેને કહ્યું "વિદ્યા એ કેવી સરસ વસ્તુ છે !" તેણે ફરી કહ્યું "વિદ્યા એ સરસ વસ્તુ છે; બાર વર્ષની ઉમ્મરે જે કંઈ મને આવડયું હતું તેના કરતાં છ અને સાત વર્ષની હુમ્મરના મારા છોકરાઓને વધારે આવડેછે. તેઓએ સર્વ જાતની વસ્તુઓ વિષે સાભલ્યું છે, અને સઘળી જાતની બાબતો વિષે વાત કરી શકેછે. દુનિયા ડાહી હતી તે કરતાં ઘણી વધારે ડાહી થઈ છે. હમણાંની દરેક વસ્તુ વિષે દરેક જણ કંઈ પણ જ્ઞાન ધરાવે

છે. સાહેબ, શું તમારા ધારવામાં નથી આવતું કે વિદ્યા એ સરસ વસ્તુ છે ?"

ગંભીર પણાથી જોઇને તે ઘરડા માણસે ઉત્તર દીધો, "કેમ, સાહેબ, એ તો જે કામમાં તે વાપરીએ તે ઉપર તમામ આધાર રાખેછે. તેથી કલ્યાણ થાય કે પીડા (પણ) થાય. વિદ્યા એ માત્ર શક્તિનો વધારો છે અને શક્તિ જેમ સારી વસ્તુ થઈ પડે તેમ ખરાબ થઈ પડે."

ધામધુમિયા નાહાના માણસે કહ્યું "જે હું સમજી શકતો નથી તે એજ. શક્તિ ખરાબ વસ્તુ કેમ થઈ શકે ?"

ઘરડા માણસે નમ્રતાથી જવાબ દીધો, "તે હું તમને કહું છું;" અને આ પ્રમાણે કેહેવા માંડયું. "જ્યારે ઘોડાનું જોર અંકોસમાં હોય છે ત્યારે, એ પ્રાણી બોજો લઈ જવામાં, ભાર ખેંચવામાં, અને તેના ધણીને લેઈ જવામાં ઉપયોગી છે; પણ જેવારે અંકોસ કાહાડી લીધો તેવારે એ ઘોડો તેની લગામ તોડી નાખેછે, ગાડીને પટકી કકડા કરેછે, અથવા તેના સ્વારને ફેંકી દેછે."

તે નાહાના માણુસે કહ્યું "હું સમજ્યો ! હું સમજ્યો !"

"જ્યારે એક મોહોટા તલાવનુ પાણી બરોબર રીતે ચરોને રસ્તે લઈ જવામાં આવેછે ત્યારે, તે (પાણી) આસપાસના ખેતરોને ફળદૃપ કરેછે; પણ જ્યારે તેના કિનારાને ફાડીને તે જાયછે ત્યારે તેની પાસેની દરેક વસ્તુને બાહારી લઈ જાયછે, અને ખેતરની પેદાસનો નાશ કરેછે."

તે નાહાના માણુસે કહ્યું "હું સમજ્યો, હું સમજ્યો, હું સમજ્યો."

"જ્યારે વાહાણ બરોબર હંકારવામાં આવે છે, ત્યારે તેમાં જે સઢ ચહડાવેલા હોયછે, તેથી તે બંદરમાં વધારે વેહેલું પોહોંચેછે; પણ આડે માર્ગે ચલાવ્યું હોય તો જેટલા વધારે સઢ ચહડાવવામાં આવે તેથી તે જે રસ્તે જવાનું તેનાથી વધારે વધારે આઘું આઘું જતું જશે."

તે નાહાનો માણુસ બોલ્યો "હું સમજુંછું ! હું સમજુંછું ! હું સાફ રીતે સમજુંછું !"

તે ઘરડો માણુસ બોલ્યો "વારું ત્યારે, જો

તમે આ વસ્તુઓ આવી સારૂ રીતે સમજોછો, તો હું આશા રાખુંછું કે, વિદ્યાને સારે માર્ગ વાપરી હોયતો તે સારી વસ્તુછે એ પણ તમે સમજી શકશો. દિલમાં ઇશ્વરની મેહેરબાની હશે તો માથામાંનું જ્ઞાન એ ફાયદાની વસ્તુ થશે પરંતુ તે જો નહીં હોયતો કદાચિત તેથી પીડા થયા વિના રેહે નહીં."

નાહાના માણસે કહ્યું "મારા મનમાં ઉતરેછે! મારા મનમા ઉતરેછે! મારા મનમાં ઉતરેછે!"

---

## Lesson XXXI. (પાઠ ૩૧ મો).

## A wasp and a bee. (ભમરોને મધમાખ)

| | | |
|---|---|---|
| Wasp, n. | ઉવૉસ્પ | ભમરો |
| buzzing, p.pr | બઝિંગ | ધું : ધું : કરતાં |
| cousin, n. | કઝિન | પીતરાઇ ભાઇ |
| elegant, a. | ઍલીગન્ટ | ખુબસુરત |
| mischief, n. | મિસ્ચિફ | મસ્તી, તોફાન |
| boast, v. i. | બોસ્ટ | મગરૂબી કરવી |
| delicate, a. | ડેલિકેટ | નાજુક, કુંમલું |
| behold, v. i. | બિહોલ્ડ | જોવાને |

| | | |
|---|---|---|
| perfectly, ad | પરફેક્ટલી | પુર્ણ રીતે |
| there's, | ધેર્સ | ત્યાંછે |
| can't, | કેન્ટ | શકવું નહીં |
| homely, a. | હોમ્લિ | સાદું |
| beware, v. i. | બિઉવૅર | હોંશિયાર રેહેવું |
| I'm, v. | આઇમ | હું છું |
| Ill-natured, | ઇલ્લનેચર્ડ | અગળ સ્વભાવ |
| lov'd, v. t. | લવ્ડ | ચાહવું, પ્યાર રા- |
| they're, v. | ધેઆર | તેઓછે [ખ્યો |

એક મધમાખ જે ઘું ઘું કરતી જતી હતી તેને એક ભમરો મલ્યો, તેણે તેને કહ્યું "નાહાની પિત્રાણ બેહેન મારા કરતાં તને લોકો એટલા બધા વધારે શા માટે ચાહાય છે તે તું મને કેહેશ ?

"જેવું સોનું ચળકતું અને પીળુંછે તેવી મારી પીઠ ચળકેછે, તથા મારો ચેહેરો પણ દેખવામાં અતિશય સુંદરછે; તોપણ મેં સાંભલ્યુંછે કે તે માટે પણ કોઇ મને ચાહાતું નથી."

મધમાખ બોલી "હે મિત્ર એ બધું ખરૂં, પણ જો તમે જે નુકશાન કરોછો તેમાનું અર્ધું

હું કરૂં તો તમારા કરતાં લોકો મને વધારે ચાહાશે નહી."

'તમે તમારા સુંદર આકાર અને નાજુક પાંખની મગરૂબી કરો ; તમે પૂરા ખુબસુરત છો, તોપણ તમારામાં એક એવી વસ્તુ છે કે જે કોઇ સાંખી શકે નહી,—ને તે તમારો ડંખછે.

"તમે જુવોછ કે મારો પોશાક તો તમામ ગરીબાઇનો ને સાદોછે, તોપણ કોઇ શખ્સ મારી જોડે કદી ગુસ્સે થતું નથી, કારણકે હું ઉપયોગી અને નિરૂપકારી મધમાખ છું."

આ નાહાની વાતપરથી લોકોએ ચેતવણી લેવી કારણ જો તેઓ ભમરાની પેઠે નઠારા સ્વભાવના હોય તો, ગમે એવા તેઓ ખુબસુરત હોય તોપણ તેઓને કદી કોઇ ચાહાશે નહી.

## Explanation.—સમજ.

Buzzing by—ઘું ઘું કરતી જતી. Cousin (કઝન) પિત્રાઈ ભાંડુ—મધમાખ અને ભમરા એકજ વર્ગના જીવજંતુછે. Than I—છું. To behold—જોવામાં—દેખાવમાં. It is all very true—એટલે કે દે-

ખાવમાં તું ખુબસુરત છે. Half as much mischief—જેટલી તારા ડંખથી તું કરેછે તેની. No better than—તેઓ તને ચડે છે. That can't be put up with—એટલેકે એ વાત બિજાઓ સાંખી શકે નહી–એ બોલવાની રીતનો અર્થ ખમ્યા કરવું સોસવું એવો થાયછે. Useful–મધ બનાવવામાં. Because, like the wasp—જો તેઓ ભમરાના જેવા નઠારા સ્વભાવના હોય–Are–હમણાના ઉચ્ચાર પ્રમાણે fair અને beware ની જોડે અનુપ્રાસ મળતો નથી આવતો. Are નો ઉચ્ચાર પેહેલાં air જેવો થતો હતો.

## Lesson XXXII. (પાઠ ૩૨ મો.)

### Air–હવા.

| | | |
|---|---|---|
| Winds, v. t. | ઉવાઇન્ડ્ઝ | ફેરેછે, ફુંકેછે |
| spread,, v. i. | સ્પ્રેડ | પાંથરવું,જાહેર કરવું |
| corner, n. | કોર્નર | ખુણું, |
| crevice, n. | ક્રેવિસ | ફાટ, ચીર |
| 'tis, v. | ટિસ | તેછે |
| curl'd, v. t. | કર્લ્ડ | ગુંચરૂં વાળ્યું |

| | | |
|---|---|---|
| wonderful, a | ઉવન્ડર્ફુલ | અજબ, આશ્ચર્ય-[કારક |
| still, a. | સ્ટિલ | શાંત |
| evening, n. | ઇવનિંગ | સાંજ |
| peaceful, a. | પીસ્ફુલ | સાંત, થંડું |
| floats, v. i. | ફ્લોટ્સ | તરતું રેહેછે, તરેછે |
| moves, v. i. | મુવ્ઝ | ખિસેછે, હિલેછે |
| spray, n. | સ્પ્રે | ન્હાની ડાંખલી |
| Nightingale's, | નાઇટઇંગેલ્સ | બુલબુલ પક્ષીનો |
| notes, n. | નોટ્સ | નિશાનીઓ |
| voice, n. | વૉઇસ | અવાજ |
| Cricket, n. | ક્રિકેટ | પક્ષીનું નામછે |
| gay, a. | ગે | આનંદી, રંગીલું |
| oft, ad. | ઑફ્ટ | વારંવાર |
| winter, n. | ઉવિન્ટર | શિયાળો |
| Northerly, | નૉર્ધર્લી | ઉત્તર તરફનું |
| blast, n. | બ્લાસ્ટ | પવનનો ઝપાટો |
| fury, n. | ફ્યુરિ | જોરસો, ઝનુન |
| drives, v. t. | ડ્રાઇવ્ઝ | હાંકેછે, ઢકેલેછે |
| onward, ad. | ઑન-ઉવર્ડ | આગળ |
| snowy, a. | સ્નોઇ | બરફ જેવું સફેદ |
| cloud, n. | ક્લાઉડ | વાદળું |

| | | |
|---|---|---|
| cracks, v. t. | ક્રૅક્સ | કડાક ડઇને ભાગે |
| ship's, n. | શિપ્સ | વાહાણનું-ની [છે |
| tapering, a. | ટેપરિંગ | અણીથતાં |
| lurks, v. i. | લર્ક્સ | સંતાએછે |
| smothered, | સ્મધર્ડ | ધુંધવાતો |
| gnaws, v. t. | નૉઝ | કરડેછે |
| beam, n. | બીમ | ભારવટિયો, કિરણ |
| forces, v. t. | ફૉર્સીસ | જોર કરેછે |
| fiercer, a. | ફિઅર્સર | વધારે જોસથી |
| glow, v. i. | ગ્લો | ચળકવું, તપવું |
| vainly, ad. | વેન્લિ | ફોકટ |
| Engines, n. | ઍન્જિન્સ | બંબા |
| torrent, n. | ટૉરેન્ટ | પાણીના ધોધ |
| stream, n. | સ્ટ્રીમ | ઝરો, વેહેવું |
| violence, n. | વાયેલૅન્સ | જોર, જુલંમ |
| tears, v. t. | ટેર્ઝ | ચીરી નાખેછે |
| sturdy, a. | સ્ટર્ડી | મજબુત, જોરા- |
| tempest, n. | ટૅમ્પેસ્ટ | તોફાન [વર |
| known, v. t. | નોન | જાણ્યું |
| wrath, n. | રૉથ | ગુસ્સો, કરોધ |
| Pine, n. | પાઇન | સનોબરનું ઝાડ |

| | | |
|---|---|---|
| splinters, n. | સ્પિલન્ટર્સ | ચુરેચુરા |
| broke, v. t. | બ્રોક | ભાંગ્યું, ફોડ્યું |
| precipice, n. | પ્રૅસિપિસ | ઉભી ટેકરી |
| blown, p. p. | બ્લોન | ફુંક્યું |
| rages, v. i | રેજીસ | ગુસ્સે થાય છે |
| assistance, n | ઍસિસ્ટન્સ | આધાર, મદદ |
| tenderest, a. | ટૅન્ડરૅસ્ટ | અતિ નાજુક |
| child, n. | ચાઇલ્ડ | બચ્ચું |
| struggle, n. | સ્ટ્રગલ | તંટો તડફડવું |
| gasp, | ગૅસ્પ | ગુંગળાવવું |
| expire, v. t. | ઍક્સ્પાયર | મરી જવું |
| pressing, p. | પ્રૅસિંગ | જોરથી ભરતાં |
| curious, a. | ક્યુરિઅસ | અજાયેબ જેવું |
| body, n. | બૉડિ | શરીર |
| clay, n. | ક્લે | માટી, મટોડી |
| bosom, n. | બુઝમ | છાતી [કેછે |
| ceases, v. i. | સીઝિસ | બંધ પડેછે, અટ- |
| crumble, v.t. | ક્રંબલ | ચુરેભુકો |
| dust, n. | ડસ્ટ | ધુળ, [કરવો |

એક સુંદર ઢાંકણની પેઠે જે પાતળું પથરાયલું છે તથા દુનિયા ઉપર વાયછે તે શું છે ? દરેક

નાહાના ખુણામાં અને તડમાં તે ગુંચલું વળેછે, એ અજાએબ જેવો પ્રવાહી પદાર્થ હવા છે.

ઉનાળાની સ્થીર સાંજના જ્યારે (ઝાડની) ડાળી ઉપરનું એકે પાંદડું હાલતું નથી ત્યારે તે કેવી ચુપાચુપ ઉપર તરેછે, અને તે વખતે બુલબુલનાં ગીત અથવા ક્રિકેટ જે આવું આનંદીછે તેના અવાજ શિવાય બિજો અવાજ સંભળાતો નથી.

પણ શિયાળામાં વારંવાર તે મોહોટેથી પોકારે છે; અને ઉત્તર તરફથી સપાટામાં આવીને ગર્જના કરેછે ; બરફ જેવા ચળકતાં સફેદ વાંદલાં ને જોસ્સાથી આગળ ધસડી લેઈ જાયછે, અને વ્હાણના અણી થતા ડોળને કડાક દેઇને ભાંગેછે.

જ્યારે દેવતા અર્ધો ધુંધવાતો ભરાઇ રેહેછે અથવા ભારોટિયામાં સળગેછે ત્યારે હવા તેને વધારે જોસથી ચળકવાને જોર કરેછે; અને જો પવન જોરથી વાતો હોય તો બંબા પાણીના ધોધવા ફોકટ રેડયા કરવાના.

જંગલમધે ઘણા તોફાનો સોસેલા એવું જે મજબુત જુનું ઓક ઝાડ તેને તે ફાડી નાખેછે;

તેના ગુસ્સાથી ઉંચા પાઇન ઝાડના ચુરેચુરા થાય છે, અને તે તેને ઉભી ટેકરીપર ઉરાડી દેછે.

અને જોકે એવા અતિશય જોસ્સાથી તે નક્કર ધરતી, પાણી અને દેવતા પર ધુમેછે તોપણ એના આધાર વગર સઉથી કુમળું બાળક તરફડી, ગુંગળાઇને મરી જવાનું.

સ્વચ્છ હવા અજાએબ જેવી માટીની અંદર જોસ્થી ભરાઇને પેહેલવેહેલે આપણા શરીરને જીવ આપ્યો, અને જ્યારે છાતીમાં તે રમતી બંધ થાયછે, ત્યારે આપણે પાછા માટીમાં મળી જઇયેછ.

## Explanation.—સમજ.

Winds about—આસપાસ વિટલાયછે. 'winds' માં i નો ઉચ્ચાર સંધી સ્વરના બિજા નમ્બર પ્રમાણે થાયછે. A covering fair—ખુબસુરત ઢાંકણ. Each—દરેક. Corner (કોર્નર) ખુણો. Crevice (ક્રેવિસ) ફાટ. 'Tis (ટિઝ) It is નું ટુંકું છે. Fluid (ફ્લુઇદ) પ્રવાહી-હવા, ગાસ, પાણી, તેલ, પીગળેલી ધાતુ એ સર્વે પ્રવાહીયોછે. In summer's stil

evening—હુનાળામાં એક શાંત સાંજે. When not a leaf, &c.—પાંનું હાલે નહીં એટલો પવન ન હોય ત્યારે. Spray (સ્પ્રે) ઝાડની ડાળી. So gay—એટલે અવાજ—ક્રીકેટનું ચીં ચીં કરવું. Gay (ગે) આનંદી, ખુશ દિલ. Bellows (બેલોઝ) અહિ બળદના આરડવા જોડે પવનને સરખાવ્યોછે. Snowy bright—બરફ જેવું સફેદ કે ચળકતું. Tapering mast-વાહાણનો ડોલ આગળી થતો છે, એટલે મથાલા તરફ પાતળો પાતળો હોયછે. Lurks (લર્કસ) સંતાયછે. The beam-ઘરનો. Air forces it. &c.-જો પવન આવવા દીધોતો તે દેવતાને વધારે ઝડપથી બળતો કરેછે. The engines—આગ હોલવવાના બંબા-લઈ જવાય એવા બંબાઓ અંગ્રેજી સઘળા શેહેરોમાં આગ હોલવવાને વાપરવામાં આવેછે. And vainly, &c.-જો પછી ઘણા જોરથી આવતો હોયતો આગપર બંબાનું પાણી છાંટવાથી કંઈ અસર થવાની નહીં. Has knows-સહન કીધાછે. Pine-એ ઝાડ યુરપના પાહાડી દેશોમાં સાધારણછે. Broke-

break નો ભૂત કૃદંત ધચ્ચું કરીને આપણે broken વાપરીએછે. Assistance (ઍસિ-સટન્સ) મદદ. Curious clay—યાહુદીઓના (અને ક્રિસ્તીઓના) ધર્મશાસ્ત્રમા લખ્યુંછે કે પેહેલા માણુસ આદમને દુનિયાની ધુળમાંથી ઇ-શ્વરે બનાવ્યાછે. Adam (adme, માણુસ) એનો અર્થ લાલ માટી થાયછે. એ ઉપરથી મા-ણુસો માટીનાં પ્રાણી કેહેવાયછે. Curious (ક્યૂરિઅસ) સંભાળ ભરેલુ. એટલે ધારણા, યૂક્તિ. Bosom (બૂઝમ્) ફેફસાંને માટે. પેહેલા બારમા નંબર પ્રમાણે. બિજો o સાતમાં પ્રમાણે. Again into dust—જે માટીમાંથી બન્યે. હતો તેમાં.

THE END.

# Short Sentences for Boys.

He trades in cottton.
તે રૂનો વેપાર કરેછે.
There is no room here.
અહીં જગા નથી.
When did you dine.
તમે ક્યારે જમ્યા.
He is an orphan boy.
તે માબાપ વગરનો છોકરો છે.
How is he getting on ?
તેનું કામ કેમ ચાલેછે ?
Don't be confused.
ગભરાતા નહીં.
Answer my question.
મારા સવાલનો જવાબ આપો.
Where does he live now ?
તે હમણા ક્યાં રહેછે ?
He stays now at Malabar Hill.
તે હમણા વાલકેશ્વર રહેછે.
What is the matter ? with him.
તેને શું થયુંછે ?

He is sick of fever.
તેને તાવ આવે છે.
Think before you speak.
વિચાર કરીને પછી જવાબ આપો.
Wheie are your books?
તમારી ચોપડીઓ ક્યાં છે ?
My books are on the table.
મારી ચોપડીઓ મેજ ઉપર છે.
Does this book belong to you?
આ ચોપડી તમારીછે કે ?
What is the day of the week?
આજ શો વાર થયો ?
Come whenever it suits you.
જ્યારે તમને ગમે ત્યારે આવજો.
Do not go without me.
મને લીધા વગર જશો માં.
He fell from the third storey.
તે ત્રીજે માળથી પડયો.
What did you pay for that book?
તે ચોપડીનું તમે શું આપ્યું ?